# કવિતાના અર્થ,

---

પાઠ ૩ જો.

| | |
|---|---|
| માનવ=માનવી માણસ | દુષ્ટો=પાપી |
| દેહ=શરીર | ઉચર્યું=કહ્યું |
| કાળ=વખત | જરે=પૈસા વડે |
| કદી=કોઇ દિવસ | ઉન્મતતા=અહંકાર |
| પરોપકારી=પારકાનું ભલું કરનાર | શ્રેષ્ઠ=ઉત્તમ |
| શુભ=સારૂં | આયુષ્ય=આવરદા |
| પામો=મેળવો | મહામુલી=કીંમતી |
| ઠરે=જામે પડે | મહીપતિ=રાજા |
| સુકીર્તિ=સારો જશ | ખપીગયા=નાશ પામ્યા |
| સદૈવ=હંમેશાં | ભુ=પૃથ્વી |
| અખંડ=કાયમ | નિશ્ચય=નક્કી |
| નિર્ભય=બીક વગર | નેહ=પ્રીતિ સ્નેહ |
| જગતપતિ=પરમેશ્વર | અકારૂં=અણગમતું |
| પ્રિય=વહાલું | સુધા=અમૃત |
| માલવિના=નકામું | સામાન=જેવું |
| હેતે=પ્રીતથી પવિત્ર ચોખ્ખું | નિદાન=નક્કી |
| ભુઝારૂં=ગોળાપર ઢાંકવાનું ઢાંકણુ | ખચીત=નક્કી |

**ભાવાર્થ**—અરે ભાઇઓ! આ સારો મનુષ્યનો દેહ આવ્યો છે તે ઘણા પ્રતાપ વાળા પરમેશ્વરે બનાવ્યો છે. માટે તમે જો તમારૂં ભલું વિચારતા હો તો કાંઇક સારૂ કામ કરો [૧]

વખતને કદી નકામો કાઢશો નહિ. અને પરોપકારો માટે સારૂં નામ મેળવો. જો ઠગાઇ કરશો તો ઠગ એવું નઠારૂં નામ પડશે માટે કંઇકને કાંઇક (૨)

હંમેશાં સારા જશનો સ્વાદ ચાખો અને આ લોકમાં તમારૂં નામ કાયમ રાખો તો બીક વગરનું નગારૂં વાગશે. માટે (૩)

ચોકખે હાથે અને પ્રીતિથી પુણ્યના કામ કરો. જે હાથે કરશો તે જ હમેશાં તમારી સાથે આવશે [મતલબ કે જેવું કરશો તેવું પામશો] બીજું એક ઠીકરૂં પણ મળશે નહિ. માટે (૫)

પાપી માણસો મરીને બહુ દુઃખી થાય છે. તે દુઃખ જીભથી કહ્યું જાય તેવું નથી તેમ ચિત્રોથી ચીતરી શકાય તેવું નથી. માટે (૬)

પૈસા વડે અહંકાર લાવશો નહિ. તેમ પૈસા વડે તમે ઉત્તમ છો એમ જાણશો નહિ પૈસા વડે જુગટું પણ રમશો નહિ. માટે (૭)

આવરદામાંથી એક પળ ઓછી થાય છે તે પળ ઘણી કીંમતવાળી છે. કેમકે ફરીને મેળવાતી નથી તેમ આ જીવન (જીંદગી) જરૂર જવાનું છે. માટે (૮)

મોટા રાજાઓ આ પૃથ્વી ઉપર ખેલ ખેલીને અને રાજપાટ મકીને ચાલ્યા ગયા હું એમનું વધારે વર્ણન શું કરૂં માટે (૯)

પૈસો અને દેહ એ નક્કી નથી (એટલે રહેશે જ એમ કહેવાય નહિ) તેમ જ સ્ત્રીનો સ્નેહ એ પણ નક્કી નથી. છેવટે તે બધું અણગમતું થશે માટે (૧૦)

આ દુનિયાના સુખને તમે નક્કી અમૃત જેવું માનીને રહ્યા છો પણ એ જ નક્કી ખારૂં થશે (અને છેવટે ગમશે પણ નહિ) માટે (૧૧)

આ મનુષ્યનો દેહ મોજશોખ માટે આપ્યો નથી. તેમ પશુ પક્ષીના આકારનો પણ આપ્યો નથી. એ તો સ્વર્ગનું અખંડ સુખ પામવાને માટે આપ્યો છે. માટે૦ (૧૨)

---

## પાઠ ૪થાનું અનુસંધાન

| | |
|---|---|
| ખળ=લુચ્ચું | કઠોર=નઠારૂં |
| ચંચળ=ચાલાક | ચપળ=હોંશિયાર |
| ચિત્ત=મન | ચોદિશ=ચારેતરફ |

**ભાવાર્થ**—મનને સો ફેરા સમજાવું તો પણ શું થાય? તે માનતું નથી. તે લુચ્ચું, કઠણ, નઠારૂં, ચાલાક, ચોર હોંશિયાર એવું છે, ને તે ચારે તરફ ફરતુ ફરે છે.

---

## પાઠ ૫માનું અનુસંધાન

| | |
|---|---|
| દારૂણ=ભયંકર | ઉપવન=બગીચો |
| વિશાળ=મોટો | અહીંતહીં=જ્યાં ત્યાં, બધે |
| આશ્રમ=મઠ, આશરો | વૃક્ષવેલી=ઝાડ અને વેલા |
| સોહે=શોભે | વિવિધ=ભાતભાતનાં |
| મનોહર=મનને ખુશ કરે એવો | જંતુ=જીવડા |
| શો=કેવો | કેલી=આનંદ |
| રચના=બનાવટ | જુજવી=નોખીનોખી |
| જોએ=જોવાથી | ભાવી=મનને ગમી |
| વાટિકા=વાડી | રૂઅડલી=રૂડી, સારી |

લેપિત=લેપન કરેલી, અંગે શરીરે ચોળેલી.
ભસ્મે=રાખવડે
ચર્ચિત=ચર્ચેલું, લાગાવેલું
જુએમનથી=વિચારી જુએ.
ધર્મ=ફરજ
કર્મ=ક્રિયા, કામ
વેવળી=વેવલી, ઘેલી, ગાંડી પુઅેડ
તત્પર=તૈયાર
ઋષિપત્નિ=ઋષિની સ્ત્રી
કોઇ=કોઇ
પવિત્ર=ચોકખી

**ભાવાર્થ**—સીતાજી કહે છે કે:—આવા ભયંકર વનમાં ઋષિનો આ મનને હરે એવો અને સુંદર આશ્રમ કેવો શોભે છે; કેવો શોભે છે. એની ગોઠવણ જોઇને મારૂં મન શાંત પામ્યું (૧)

અહીં તહીં એમ બધે ઠેકાણે જુદી જુદી જાતની વાડીઓ, બગીચા, ઝાડ અને વેલાઓ છે, તમાં પંખીઓ બહુ આનંદ કરે છે. એવા ભયંકર વનમાં (૨)

આ પાસે વિદ્યાર્થીઓની જુદી જુદી કોટડીઓ કેવી આવી રહી છે, તેની ગોઠવણ એવી સરસ છે કે મનને ગમી જાય એવી છે. એવા ભયંકર વનમાં (૩)

વળી આ પાસે રાખ વાળીને અને સુખડથી જેનું શરીર ચર્ચેલું છે એવા ઋષિઓ બેઠા છે, તે વેદને ભણે છે અને મનથી વિચારી જુએ છે એવા દારૂણ. (૪)

વળી આ ઋષિઓની સ્ત્રીઓ પોતાના ધર્મમાં અને પોતાની ક્રિયામાં તૈયાર છે તેવી હું ભાળું છું, તેમાં કોઇ ડાહી છે, કોઇ વેલી છે, કોઇ પવિત્ર છે અને કોઇ બહુ રૂપાળી છે. એવા દારૂણ (૫)

## પાઠ ૬ ઠો.

માત=મા
તાત=બાપ
પ્રભાતમાં=સવારમાં
સુણ=સાંભળ
વીતી=ચાલી
અધમ=પાપી
ઉદ્ધાર=તારનાર
અધમઉદ્ધારમાં-પાપીને તારનારમાં
જોડ=લગાડ
વેગળાં-છેટેનાં
કેરાં-નાં
ઉદ્યમે-કામે
દેવદેરા-મંદીર
ઉદિત-ઉગ્યો
આદિત્ય-સુર્ય
આભાસ-અજવાળું
પીગળી-રસ થઇ
ઝરણ-સરણાં
હિમ-ટાઢા
મધુર-મીઠું
ખુશ-રાજી
ઘોર-અવાજ
પોકારે-રાડોપાડે
સ્નાનકરી-નાહી
જોત-પ્રકાશ, વાટ

પદ્મ-કમળ
પ્રફુલિત-ખીલેલાં, ઉગડેલાં
પતિત-પડી ગયેલ, બીટી ગએલ
લોહ-લોહું
મહી-દહીં
વટેમાર્ગું-મુસાફર
ઘાટમાં-પાણીના આરે
વસ્ત્ર-લુગડાં
ધીર-ધીરજવાળો
શુરવીર-બહાદુર
ધનુર્વિદ્યા-ધનુષ્ય બાણ મારવાની વિદ્યા
ધરે-પકડે, રાખે શીખે
વાજીંત્ર-વાજાં
રાય-રાજા
કુળવંતી-કુળવાન
સંતાન-છોકરાં
ક્રમકલાવતી-વધતી
ફુઅડ-વેવલી, ગાંડી, ઘેલી
રંડા-રાંડ, ફુઅડ સ્ત્રી
કલેશ-કજીઆ
રૂઠી-ગુસ્સે થઇ
ધીમત-બુદ્ધિવાળા
એદી-સુસ્ત
સમે-વખતે
આદરે-શરૂ કરે
અર્થ સાધે-મતલબ પાર પડે

| | |
|---|---|
| સેવતાં—સેવન કરતાં, લેતાં | યાદ કરીએ—સંભારીએ |
| આરોગ્ય—નિરોગી | કાવ્ય—કવિતાનું પુસ્તક |
| આધે—અરધે | કલ્લોલ—આનંદ |

**ભાવાર્થ**:—મા અને બાપ સવારમાં મળી પોતાની દીકરીને કહે છે કે હે પુત્રી! વાત સાંભળ કે રાત ચાલી ગઇ. અત્યારમાં ઉઠી પાપીને તારનાર અને જગતના બનાવનાર પરમેશ્વરની સાથે હેત જોડ. છેટેનાં અને આઘેનાં કુકડાં બોલ્યાં અને દરબારનાં બારણાં ઉઘડયાં. જે લોકો જાગ્યા તે કામે લાગ્યા અને જ્યાં દેવ મંદીર છે ત્યાં ઘંટ વાગ્યા. એમ મા અને બાપ (૧)

આકાશમાં સુર્ય ઉગવાથી અજવાળું થયું અને ચંદ્રનુ તેજ નાશ પામ્યું, ટાઢથી જે બરફ જામેલો હતો તે ઓગળીને તેનું પાણી થઇ ઝરણુમાં જાય છે (૨)

ચકલી ચકચક કરે છે. અને કાગડા કા કા કરે છે. તથા હંસ પોપટ અને મેના એ પક્ષીઓ મીઠું મીઠું બોલે છે. એમ મા અને બાપ (૩)

ઘંટીના અવાજ જોરથી થાય છે. તે તથા મસીદમાં મુલ્લાં રાડો પાડે છે તે સાંભળ. સુંદરીઓ નાહીને પાણી ભરીને જાય છે અને કોઇક તો નદીને કાંઠે નાહે છે, એમ મા અને બાપ (૪)

તું દીવો જઇ જો તો તેની દીવેટ ઝાંખી થઇ ગઈ છે. ચોર અને ઘુવડ સંતાઇને પેસી ગયાં છે. કમળનાં ફુલ ઉપડયાં અને પોયણાં બીડાઇ ગયાં છે અને બગલાં અને ઠગ લોકો નદીને કાંઠે જઇ બેઠા છે. એમ (૫)

ખેડુ લોકો ખેતી કરે છે. અને સોની સોનું ઘડે છે. તથા લુહાર લોઢું ઘડે છે અને કંસારા કાંસું ઘડે છે. મરનારને

સ્ત્રીઓ રાગ તાણીને રૂએ છે પણ આંખમાં એક આંસુ નથી. એમ૦ (૬)

નર અને નારીઓ ઉઠયાં. તેથી તેમની બારીઓ પણ ઉઘડી અને મહીઆરીઓ છાશ વલોવે છે. અને મુસાફર લોકોં રસ્તામાં જાય છે તે જો. અને પાણીને આરે ધોબી લોકો લુગડાં ધુએ છે એમ૦ (૭)

ધીરજવાળા અને બહાદુર પુરુષ ધનુષ્ય બાણ મારવાની વિદ્યા શીખે છે. અને રાજાના દરબારમાં વાજાં વાગે છે તથા ચોકી બદલાય છે અને રસ્તા ઉપર પાણી છંટાય છે અને રાજા બાગમાં જઈને બીરાજે છે એમ૦ (૮)

કુળવાન સ્ત્રી પોતાનાં બાળકને સંભાળતી અને મોઢેથી મીઠાં મીઠાં વચગ બોલતી ઉઠે છે. અને કુઅડ સ્ત્રી પોતાના બાળકને માર મારતી તથા ધણીને જેમ તેમ બોલતી દાઝે બળતી બળતી ઉઠે છે એમ૦ (૯)

જે પૈસાવાળા અને બુદ્ધિવાળા છે તે દાંતને ધોઇ (એટલે દાતણ કરી) નાહી અને સારા સુગંધીદાર પદાર્થ સુંઘે છે અને એ વખતે આળસુ, એદી અને અકલના આંધળા તથા અફીણીઆ બહુજ ઉંઘે છે. એમ૦ (૧૦)

આ વખતે ઉઠીને જે અભ્યાસ કરે તે આઠ દસ માસમાં પોતાની મતલબ પાર પાડી શકે છે, તથા આ વખતે વનના ખુલ્વા પવનનું સેવન કરતાં અર્ધે વરસે શરીર નિરોગી થઈ જાય છે. એમ૦ (૧૧)

આ વખતે આપણે કોઇ વાત ભુલી ગયા હોઇએ તે જો સંભારીએ તો યાદ આવે છે અને દલપતરામ કવિ કહે છે કે કવિતા કરવાનું જે કઠણ કામ છે તે પણ આનંદથી તરત કરી શકાય છે. એમ૦ (૧૨)

---

## પાઠ ૯ મો

ચતુર-ડાહી
સુઘડ-ચોકખી
જીંદગાની-જીવતર
સફળ-સારો, ફળીભુત
અપટ-પુરી
ધુળધાણી-નકામો
ચતુરા-ચતુર સ્ત્રી
ચેતે-સમજે
સાનમાં-ઇશારતમાં
ઉપાડે-ઉપાડી લે
અબોલ્યા-નહિ બોલેલા
એ વખતે-માઠે વખતે
પતિ-ધણી
સહેજ-જલદી
પારખે-જાણી લે સમજી જાય
હૃદય-મન
નિજ-પોતાના
તથાપિ-તોપણ
લવરી-લવારી, બકવાટ

ગતિ ચાલ
વિમળા ચોકખી
દેવી=દેવની સ્ત્રી સમાન સ્ત્રી
નાર=સ્ત્રી
પાર=છેડો
સૌથી=બધાથી
રમા-સ્ત્રી
સાજ-શણગાર
સજતી-પહેરતી
સાહિત્ય-સાધન
વહાલ-હેત
શાણી-ડાહી
કમાણી-ઉપજ
કર-હાથ
નિર્મળ-ચોકખાં
સદન-ઘર
વૃષ્ટિ-વરસાદ
ઝરમરી-ઝીણો ઝીણો વરસાદ

**ભાવાર્થ**—જેને ડાહી અને સુઘડ સ્ત્રી મળી તેનું જીવતર ફળીભુત થયું અને જેને પુરેપુરી કુઅડ સ્ત્રી મળી તેનો અવતાર ધુળધાણી એટલે નકામો થયો ચતુર સ્ત્રી તે સમય સૂચક છે. તે આખના પલકારામાં વાત સમજી લે છે. અને વખતે અબોલ્યા બોલ પણ ઉપાડી લે છે. (એટલે તરત સમજી જાય છે.)

પોતાના ધણીના મનનું ધારેલું તે હસતી હસતી જરા

વારમાં પારખી લે છે. અને તે ગમે એટલે છેટે હોય પણ મનથી જાણે પાસેની પાસે વસતી હોય તેમ રહે છે.

ઘરનું કામકાજ પોતાના હાથથીજ કરે છે. તોપણ નવરીને નવરી (એટલે કામકાજમાંથી ઝટ પરવારી જાય છે) અને સૌની સાથે મીઠી મીઠી વાતો કરે છે. પણ કોઇની લવારી લેતી નથી.

તે ચતુર સ્રીની ગતિ વીજળીના જેવી છે (એટલે કામકાજ કરવામાં ઘણી ઉતાવળી છે) તે ચોકખી સ્રી છે એવી દેવી જેવી ચતુર સ્રી જેને મળી તે પુરૂષના ધન્ય ભાગ્ય ધન્ય ભાગ્ય !

જેનું ઘર સુખી હોય તેનો સંસાર પણ સુખી છે. જેને ચતુર અને સુઘડ સ્રી મળી તેના સુખનો અને તેની શોભાનો પાર નથી. અને એનો ઘર સંસાર જોઇ આ વખતે ઈંદ્ર પણ બળે છે (મતલબ કે ઈંદ્ર કરતાં પણ તેનો ઘર સંસાર વધારે સુખી અને શોભાવાળો છે.)

એવા સ્રી પુરૂષથી જે જીવતર જાય તે રોજ ઉજાણી જેવું છે. સ્રી અપ્સરા જેવી છે. જુઓ તે ગાતી ગાતી પોતાનું ઘર કેવું સ્વચ્છ કરે છે, અને પોતાનું શરીર હંમેશાં સ્વચ્છ કરે છે, અને સદ્‌ગુણરૂપી સારાં ઘરેણાં પહેરે છે તથા પતિને નહાવાનું અને ધ્યાન કરવાનું સાહિત્ય તૈયાર કરે છે.

વળી રમતી રમતી પોતાનાં છોકરાંને હેત કરીને ઉઠાડે છે. તે ગીત ગાતી જાય છે તથા વાતો કરતી જાય છે. તેથી બાળકને ગમે છે વળી એ ઘણું કરે પણ બીજાને થોડું દેખાડે એવી તે ડાહી છે. (મતલબ કે બહુ ફુલણ નથી) અને પતિની કમાણીને સમજીને સંભાળે છે અને તે પ્રમાણે ખરચ કરે છે.

એ સુંદરી કેવી સાદી છે. તે મોઢું, હાથ પગ વગેરે ચોકખાં રાખીને ઘરમાં હંમેશાં સુખભરી ફરે છે તેથી જાણે ઘરમાં ઝીણો ઝીણો સુખનો વરસાદ પડતો હોયની ! એમ જેને

ડાહી અને સુઘડ સ્ત્રી મળી તેની જીંદગી સફળ છે. પણ જેને ફુઅડ રાંડ મળી તેનો અવતાર ધુળધાણી થયો.

---

## પાઠ ૧૨ મો.

કાછીઆ-બકાલું વેચનાર લીલો મેવો વેચનાર
સસ્તી-સોંઘી
હુતી-હતી
સમ-સોગાન
નુતી-ન હતી
દોદશા-બે તરફ
વણુંઠો-અણજાણું
શ્વાન-કુતરા
મૂષક-ઉંદર
કોળ-ભુંડ
શું-શામાટે
પેસી-ગરી
આશ્ચર્ય-નવાઇ
પ્રસન્ન-રાજી
સંતાપ-દુઃખ
હું સરખું-મારા જેવું
વાસ-રહેઠાણ
મુજવાસ-મારૂં રહેઠાણ
અટરાગ-દ્વેષ
ધામ-ઠેકાણે
પત્ની-સ્ત્રી
કજ્યા-કજીઆ
હું સાથમાં-મારી જોડે

ગાજી કહો-ઉતાવળે બોલો
નવ-નહિ
સ્વામ-સ્વામી, ધણી
કાયા=શરીર
છાયા-પડછાયો
અળગી-છેટી
પૂર્વે=આગળ
પૂંઠે-પાછળ
રૂઠે=કોપાયમાન થાય
કાઠ=લાકડું
સહાય-મદદ
છાપાં-છાપ પાડવાનાં બીબાં
ગર્ભ=કસાર
બાળમુકુંદ-નાના કૃષ્ણ, લાલજી
આનંદ કંદ=આનંદ આપનાર
પંચલી વીંટી=પંચ ધાતુની વીંટી
નાખી=નખી
લાજ=શરમ
સાજ=સાહિત્ય
ભૂલે=ભૂલી જવાથી
રંગભંગ-રંગમાં ભંગ
ચક્ર=સુદર્શન ચક્ર
દંડ-લાકડી
કાંસી-એક જાતનું વાજું

**ભાવાર્થ**:—જ્યાં કોળી અને કાછીઆની વસ્તી છે અને જ્યાં શાકભાજી સોંઘા મળે છે, ત્યાં એક ઝુંપડી હતી તેના ઉપર સમ ખાવાને એકે સળી નહોતી. (૧)

ભીંતો બેય તરફ બેવડી વળી ગઇ હતી, અને છાપરા ઉપર ભાંગી તુટી કોઇ કોઈ વળી હતી, ઘરમાં જ્યાં જોઇએ ત્યાં ઝાડ હતાં. તેથી અહજાળું નહોતું. (પણ જ્યાં ત્યાં ઝાડ હોવાથી અહજાળું બહુ થાય છતાં નહોતું એમ કહી વક્રોક્તિનો શણગાર બતાવ્યો છે.) (૨)

ઘરમાં કુતરો, ઉંદર અને કોળો રહેતાં હોઈ ભીંતમાં જ્યાં ત્યાં દર હોવાથી વગર મુકે સોળ બારીઓ હતી ને એ ઘરને તાળુ નહોતું કેમકે કાંઈ પણ જાય એવું નહોતું, એ ઘરમાં બેસી પેસી નીકળે ત્યાં બહુ નવાઇ જેવું વરતાતું. (૩)

આવું ઘર જોઇ મહેતો બહુ રાજી થયા. અને કહેવા લાગ્યા કે ઘર જોવાના સંતાપ ગયા. મહેતો કહે છે કે અમે સામાન લેવાને જઇએ છીએ. માટે તમે તમારે ઘેર જઈ સુખીઆ થાઓ. (૪)

હરિજન મહેતાને કહે છે કે અમારા જેવું કાંઈ કામકાજ હોય તે કહો. અમે અમારૂં ઠેકાણું લાવવાને લાગીએ (મતલબ કે અમે અહીં રહીએ) મહેતા કહે છે કે મારૂં રહેઠાણ ભારે (બહુ મોટું) નથી, અને હરિના ભક્તને કાંઇ ખટરાગ ન હોય. (૫)

સંતો એક બીજાને પ્રણામ કરી પોત પોતાને ઠેકાણે ગયા, અને નરસિંહ મહેતો સામાન લેવાને આવ્યા, ત્યારે પોતાની સ્ત્રીને બધા સમાચાર કહ્યા. (૬)

તમે નાતમાં રહેશો કે મારી સાથે રહેશો? એ બધા વચ્ચે ખુલ્લા દીલથી ગાજીને કહો, ત્યારે મહેતી કહે છે કે

મારે માથે તમે ધણી છો; તેથી મારે નાતનું કાંઇ કામ નથી. (૭)

જેમ શરીરથી પડછાયો જુદો પડતો નથી તેમ જે સ્ત્રી તેના ધણીને પરણી હોય તે ધણીથી જુદી પડતી નથી તે તો તેની સેવામાં હાજર જ રહે છે માટે તમે આગળ ને હું પાછળ એમ જે સ્ત્રી ન કરે તેના ઉપર રામ કોપાયમાન થાય. (૮)

મહેતો કહે કે ગોપીચંદન લઇ લો. અને ઓલ્યાને તુળસીનાં લાકડાં દો. ભાઇઓ બધા સંતો મને મદદ કરજો, જેથી માળા અને છાપાં રખે ભુલી ન જવાય. (૯)

ઘંટ અને શંખ લેજો તથા આનંદ આપનાર એવા બાળ મુકુંદને પણ ભૂલી જશો નહિ, અને લાજ અને મરજાદને મૂકીને પવિત્રી અને ટોપી પણ લઇ લેજો. (૧૦)

તાળ, વાજું અને તંબુરો પણ લેજો. અને જોજો કે કાંઇ સામાન અધુરો ન રહે. અને મંજીરા, કીર્તનીઆ તથા મૃદંગ પણ લેજો અને જો કોઇ સાજ ભૂલી જશો તો રંગમાં ભંગ થશે. (૧૧)

વેરાગી બાવાઓ કહે છે કે સહુ વીણી વીણીને લીધું છે. સુદર્શન ચક્ર પાછળ રહેલું હતું તે મેતીને હાથમાં દીધું છે એમ બધું લઇ ભક્તોને દંડવત્ પ્રણામ કરી મહેતો પોતાને ઠેકાણે ગયા. (૧૨)

---

## પાઠ ૧૫ મો.

| | |
|---|---|
| અદ્ભુત–નવાઇ પમાડે તેવી | તત્ક્ષણ–તરત |
| કો–કોઇ | જોગવી–જોગવાળી, લાયક |
| પાર–છેડો | જુક્તિ–કળા |
| તડાકો–જીભ | પલકવાર–જરાવાર |

| | |
|---|---|
| પુગાડયો—પહોંચાડયો | વૃષ્ટિ—વરસાદ |
| તીર—કાંઠે | સૃષ્ટિ—દુનીઆ |
| શીતળતા—ઠંડક | કિમીઆગર—જાદુગર |
| સુઅમીર—સારો હાકેમ | કરમાં—હાથમાં |
| મલકતો—હસતો | તીર—આકરો |
| છલક=છાલક | પ્રથમ—પહેલાં |
| છલકતો—છલકાઇ જતો | પુર—પૂરા |
| ગર્વ—અહંકાર | ફુટો—ભુંડા, ખાંડવાથી જે નકામો કડદો નીકળે તે |
| શોપી લઇ=ચુસી લઇ | ઝપાના—વરસાદની રેટી |
| નભમાંય=આકાશમા | ચિકાર—ખુબ ઘાડું |
| અદ્ધર—ઉંચે | પરસાદ—પ્રસાદી |
| ધરી—રાખી | ગમ—બાજુ |
| ઝુકાવી—અટકાવી | |

**ભાવાર્થ**:—ઇશ્વરની શક્તિ નવાઇ પમાડે એવી છે તેનો કોઇ પાર પામતું નથી. ઉનાળામાં તાપનું જે બળ હતું તેનો ભાર તોડી નાખ્યો. તેનો ભાર તરત તોડી નાખ્યો અને માણસોનું રક્ષણ સારી રીતે કર્યું, એમ કેવી સારી જુક્તિ મેળવી દીધી છે એવી ઇશ્વરની અદ્ભુત શક્તિ છે. (૧)

તે તડકાને એક જરાવારમાં કયાંઇનો કયાંઈ કાંઠે પહોંચાડી દીધો. અને બધે ઠેકાણે ઠંડક કરવા સારા અમીરને [વરસાદને] મોકલ્યો. સારા અમીરને છાલક મારી છંટકાવવા મલકતા મલકતો મોકલ્યો. ઉનાળાનો ગર્વ ઉતાર્યો અને એને પલકવારમાં કયાંઇનો કયાંઇનો પહોંચાડી દીધો. (૨)

સમુદ્રનું પાણી ચુસી લઇને આકાશમાં મેળવી લીધું. એ આકાશમાં ઉંચે એવું ધરી રાખ્યું છે કે તેને જ્યાં છોડે ત્યાં તે જાય છે; વરસાદને ઝુકાવીને જ્યાં છોડે ત્યાં જાય છે અને દુનિયાને વધાવીને વરસાદ કરે છે. એમ દરિઆનું

પાણી ચુસી લઇને તે જાદુગરનું કામ કરે છે. (૩)

ઇશ્વરના હાથમાં એક એવી ચારણી છે કે તેમાંથી પાણીને છેક છલકાવી જમીનપર સરસર છાંટા પાડે છે. અને તે ચાળણી આકરા તાપથી આપણને બચાવે એવી છે એવી ઇશ્વરના હાથમાં ચાળણી છે. (૪)

પહેલ વહેલા ઝીણા છાંટા છમ છમ કરતા પડે છે એ ઝીણા છાંટાને કુટો જાણી જલદી દૂર ફેંકી દે છે. અને ચાળણીમાં મોટા છાંટાને સાઘરી રાખે છે પ્રથમ મોટા ઝપાટા ઝપટાવતો નથી (એટલે વરસાદ પ્રથમ મોટા સ્વરૂપથાં આવતો નથી) પણ ઝીણા છાંટામાં છમ છમ કરતો આવે છે. (૬)

પછી ચિકાર ભરેલી ચાળણીમાંથી મોટા છાંટાને સરસર કરતો ચાળે છે. જુઓ એના સપાટા કેવા આવે છે. પાણીનો પાર નથી. પાણીનો કાંઇ પાર નથી. પૃથ્વી ભીંજાઇને તેમાં મોટા ભરોડા પડે છે અને માટી તણાય છે. એ પ્રમાણે સંઘરેલા મોટા છાંટાનો દુનિયા ઉપર ઝરમર ઝરમર વરસાદ પાડયો. (૬):

પૃથ્વી ઉપર કેવો વરસાદ પડે છે, દુનિયાને આ વરસાદ જડે છે. પરમેશ્વરરૂપી વરસાદના હુકમથી બધી બાજુથી ધુળ દબાઇ ગઇ.

---

## પાઠ ૧૮ આનુસંધાન

| | |
|---|---|
| દર્ભ—દાભડો | વનલતા—વનના વેલાઓ |
| કલ્લા—પુળાના કોળીયા | પત્ર—પાંદડાં |
| નર્તન—નાચ | પ્રકારથી—રીતે |
| સકળ—બધી | ઉભરા—મનનો ભાવ |

[શકુંતલા સાસરે જાય છે તેના વિજોગથી) હરણાઓ પણ મોઢામાંથી દાભના પુળા ભોંય ઉપર નાખી દે છે.

મોરને જાણે વિજોગના ભાલા વાગ્યા હોય તેથી તે પણ પોતાનો નાચ છોડી દે છે, બધા વનના વેલાએ પણ જાણે ખરેખરાં આંસુ પાડતાં હોય તેમ પાંદડાં વેરે છે. અને એવી રીતના ઉભરા કાઢે છે.

| | |
|---|---|
| સંકલ્પ–વિચાર | સમાન–સરખા |
| ભર્તાર–ધણી | સુકૃત–સારી કરણી |
| તુજ–તારૂં | નવમાલિકા–એ નામની વેલ છે |
| રૂપેકુળે–રૂપમાં અને કુળમાં | વધુવર–વરવહુ |
| અવર–બીજા | જોડ–જોડુ, સ્ત્રીપુરૂષ |
| સદ્દગુણ–સારાગુણ | તુજકાજ–તારે માટે |

મેં પહેલાંથી જ તારે માટે જે ધણીનો વિચાર મારા મનમાં કરી મુકયો હતો; તે રૂપમાં, કુળમાં અને બીજા સદ્દગુણોમાં તારી બરોબર છે. તે ધણીને તું તારાં સારાં કૃત્યથી હવે નક્કી પામી. જેમ સારી નવમાલિકાને આંબો મળ્યો અને એ વરવહુની જોડ ખરેખરી જામી. [તેમ તું પણ દુશ્યંતને મળીશ અને તમારૂં જોડું જામશે.] તમે બન્ને (શકુંતલા તથા નવમાલિકા) વર વિષે સુખીઆં થયાં તેથી તેની તથા તારા વિષેની જે ચિંતા હતી તે આજે ગઇ.

| | |
|---|---|
| કુશતણી–દાભડાની | મુઠીભર–મુઠી જેટલો, મુઠી ભરાય એટલો |
| રૂઝવા–મટવા | પુત્રતુલ્ય–પુત્રજેવો |
| અમળ–ચોકખું | |
| ઇંગુદીકેરૂ–ઇંગોરીયાનું | |

દાભડાની અણી વાગવાથી મોઢામાં જે ઘા પડેલ હતો તે રૂઝાઇ જવા ઇંગોરીઆનું ચોકખું તેલ રેડયું. વળી મુઠી મુઠી સામો દઇને એને ઉછેર્યો તે પુત્ર જેવો હરણો મને છોડયો જતો નથી (મતલબ કે એને મુકીને જાઉં છું તેથી મારૂં મન માનતું નથી.

તમતણું—તમારૂં
આપોઆપ—એનીમેળે
વૃત્તિ—ઇચ્છા
સત્કાર—માન પ્રાપ્ત—પેદા
આધિન—તાબે
બંધુજનો—સગાંવહાલાં
અવર—બીજી
યુવતિ—જુવાની ફુટતી સ્રી
વિશેષ—વધારે
વધુ—વહુ (૨) વધારે

**ભાવાર્થ**—તપ એજ જેનું ખરેખરૂં ધન છે, એવા અમો ૠષિ છીએ તે સાથે તમારૂં કુળ પણ ઉંચું છે (બન્ને જણ વડા વડ છીએ) તે વિચારી આને (શંકુતલાને) ખુશીથી સ્વીકારી લો સ્નેહની ગાંઠ એક બીજાને એની મેળાએજ બંધાણી હતી, પણ વચ્ચે કોઈ કોઇનાં સગાં વહાલાં નહોતાં (૧)

જે રીતે બીજી રાણીઓ આપથી બહુ માનમાં છે તેવી રીતે સામાન્ય માનથી આ યુવતીને તમે પાળજો. તેથી એનું વધારે ઉદય થવું તે નસીબને આધિન છે એ વહુનાં સગાં-વહાલાં જે અમે તેમનાથી કાંઇ વધારે બોલાય નહિ (૨)

---

## પાઠ ૧૯ મો

સુજન—સારા માણસો
મનએકથી=એકચિત્તથી
કર્મ—કામ
સુજ્ઞ=ડાહ્યા
સારાસાર—સારૂં અને નઠારૂં
દુષ્ટ—નઠારી
જુગતે—વિવેકથી કળાએ
સુચવે—જણાવે
સંકટો—દુઃખો
આપદા—પીડા
ભીતિ—બીક
હરે—નાશ કરે
બુઝાવે—ઓલવે
ઉગ્ર—આકરો, વશમો
રૂઝવે—મટાડે
મોહાદિક—મોહ વગેરે
વિકાર—ફેરફારે
ધૈર્ય=ધીરજ
આદિ=વગેરે
વિશ્વમાં—દુનિયામાં
સહી—નક્કી
પરાભવ—હાર

| | |
|---|---|
| મહિમા–મોટાઇ | દીન--ગરીબ |
| લગી–સુધી | સાફલ્ય–સાર્થક |
| હૃદય–મનમાં | વિનંતિ–અરજ |
| આચરીએ-વદીએ | સન્મતિ=સારી બુદ્ધિ |
| પ્રાર્થના–અરજ | |

**ભાવાર્થ**—હે ડાહ્યા માણસો તમે સહુ એક મનથી સાંભળો કર્મને વિચારીને બધા વિવેકથી વર્તે (૧)

આ દુનિયામાં વિવેક એજ એક સારી વાત છે જેથી બધા વહેવારમાં ડાહ્યા થાય છે માટે સા૦ (૨)

અને એ વિવેકથી સારા નઠારાની પખર પડે તથા જ્ઞાન વધે અને એ એકથી નઠારી બુદ્ધિ અને અજ્ઞાન પણ નાશ પામે છે (૩)

વળી એ વિવેક ન્યાયને અને નીતિને જુગતે જુગતે ફોડ પાડીને જણાવે છે તથા સચ્ચા વિચારો ફરી ફરીને સુઝાડે છે (૪)

મોટા દુ:ખો નાશ કરી પીડાને ટાળે છે અને કળાઓ બતાડી બીકને હમેશાં નાશ કરે છે (૫)

તાપ, કજીઆ અને અગ્નિની ઝાળને તે ઓલવી નાંખે છે (મતલબ કે એ બધાંને મોળાં પાડે છે) અને નઠારાં વચનરૂપી જે આકરો ઘા તેપણ રૂઝવે છે (૬)

ક્રોધ, લોભ અને મોહ વગેરે મોટા વિકારો છે તેથી આપણને બચાવી લઈ ક્ષમા, ધીરજ, સહન શકિત, સંતોષ શાંતિ, એ વગેરે ગુણોને વધારી સુખ આપે છે અને દોષને નાશ કરે છે (૭-૮)

દુનિયામાં વિવેક હમેશાં નકકી જય પામે છે. અને એને કોઇ દિવસ કોઇ હરાવી શકતું નથી. (૯)

અને દુનિયામાં જેની મોટાઇ પણ વધારે છે. અને એનો જશ (આબરૂ) કયાં સુધી વખાણીએ. (૧૦)

માટે આપણે આપણા મનમાં વિવેકના ગુણને ધીરજથી પકડીએ, અને સ્થિર મનથી હમેશાં તે પ્રમાણેજ આચરણ કરીએ. (૧૧)

પરમેશ્વરની કૃપા વિના એ ગુણ આવતો નથી. માટે નક્કી પરમેશ્વરની કૃપાથી એ ગુણ મેળવવો. (૧૨)

માટે પરમેશ્વરની પ્રાર્થના હેતથી કરો, અને ગરીબ ચાકર થઈ સારી રીતથી ચાલો. (૧૩)

પરમેશ્વરને રીઝવવાનો પણ એજ ઉપાય છે. અને માણુસના જન્મનું સાર્થક મેળવવું હોય, તોપણ એજ ઉપાય છે. (વિવેક મેળવવો) (૧૪)

ભગવંતદાસ અરજ કરીને નમે છે અને પ્રાર્થના કરી પરમેશ્વર પાસે સારી બુદ્ધિ માગે છે. (૧૫)

---

## પાઠ ૨૨ મો

| | |
|---|---|
| અવિનાશી=પરમેશ્વર | નિર્મળ=ચોકખાં |
| આશ=આશા | નિશદિન=રાત દહાડો |
| બહુએ=ઘણા | પસરે=ફેલાય |
| લેશ=જરા | સુવાસ=સારીવાસ |
| ઉદાસ=દીલગીર | અંતર=મન |
| નિરાશ=આશાભંગ | આપતણો=આપનો |
| શુભ=સારા | હાશ=હીંમત |
| મતિ=બુદ્ધિ | કુધારો=નઠારો ધારો |

**ભાવાર્થ**:—હે નાશ વગરના ઇશ્વર તમે અમારી અરજ સાંભળો આપતો દયાવાળા છો, અને અમે સહુ બાળક છીએ. તમારી પાસે અમારી એક આશા છે હે અવિનાશી

ભગવાન તમે અમારી અરજ સાંભળો

નાનાં છોકરાં તો બહુએ વાંક કરે, પણ તમે જરાએ ઉદાસ થશો નહિ. અને અમે ભણતર ભણવા ભેગાં થઇએ તો અમને આશાભંગ કરશો નહિ. હે અવિનાશી૦

અમે બધા સમજીને સારા ગુણ લઇએ, અને જરા પણ ખામી ન રહે. હે અવિનાશી૦

શારા ગુણ સાથે સારી બુદ્ધિ આપો. જેથી બધામાં અમારો મોખ થાય. હે અવિનાશી૦

જેમ અમારી સારી કીર્તિ (વાસ) ફેલાય તેમ અમે મનમાં રાત દહાડો ચોકખાં રહીએ અને મોઢેથી એવું માગીએ છીએ કે જેથી અમારૂં મન ચોકખું થાય હે અવિનાશી૦

અમને મનમાં હિંમત છે કે આપનો આશરો મળ્યાથી બધું થશે અને કોઈ દિવસ જરાપણ કુધારો ન રહે અને સુખનો પણ નાશ ન થાય તેમ કરો હે અવિનાશી૦

---

સદ્ય=જલદી
સકળ=બધું
હેવા-ટેવ
જાચક—માગનાર
જનને—માણસને
અંતે—છેવટે
સ્વપદ– પોતાનું પદ ઇશ્વરનું પદ
પાવસ—વરસાદ
ભાસે-દેખાય
સંદેહ-વહેમ, શક
શીદ—શા માટે
સંધે=સંદેહ
અશૌચ=અપવિત્ર
વધૃત=એ નામનો એક રોગ છે
દુર્યોગ=નઠારો જોગ
પેખે=જુએ
લેખે=ગણે
શ્રુતિ=વેદ, હિંદુધર્મનું જુનું પુસ્તક
સાંબરી=જાદુગર
ચિત=મન
ચળે=ફરી જાય
કલ્પે=કલ્પમાં, જુગમાં
રાચું=રાજી થાઉં

મન માને છે કે પરમેશ્વરનું નામ સાચું છે. અને ત માગનાર માણસને છેવટે પ્રભુ પદ મળે છે. તે વિના બીજી બધી જે જે ટેવો છે તે વાર લગાડનારી છે વરસાદની ઋતુ અને ગ્રહણ એ પ્રથમથી ક્યાં દેખાય છે પણ સાચા શાસ્ત્રથી એ વહેમ તરત નાશ પામે છે (૧)

અપવિત્રતા, સ્નાન, વૈધૃત વગેરે નઠારા જોગો એને કોણ જુએ છે, પણ શાસ્ત્રના વચનથી એ સાચું છે એમ ગણાય, છે, માટે પરમેશ્વરનું નામ સાચું છે (૨)

આ કામ કરવાથી પાપ થયું. અને આમ કરો એટલે તે તરત નાશ પામે. એ સર્વ વેદમાં સાચું કહ્યું છે. માટે ઇશ્વરનું નામ. (૩)

જાદુગરના બધા મંત્રો એકદમ ફળે છે. અને તેથી મૂર્ખ માણસનું ચિત્ત પણ ચળી જાય છે પણ તેથી સજ્જન માણુ સંતોષ થાય છે (કારણ કે તે જાણે છે કે આ બધું ખોટું અને હાથ ચાલાકી છે) માટે ઇશ્વરનું નામ. (૪)

ઇશ્વરના નામનું સ્મરણ કરવું એ બધે સાચી વાત છે તે કોઇ જુગમાં પણ ખોટું નથી દયારામ કહે છે કે તેથી હું રાજી થાઉં છું માટે ઇશ્વરનું નામ, (૫)

---

### પાઠ ૨૫ નું અનુસંધાન

માનવ=માણુસ
જશથી=કીર્તિથી
નેક=વાજબી
ભુવન=દુનિયા

હરીજા=લઇજા
કશું=કાંઇપણ
જરી=જરાપણ

**ભાવાર્થ**:—અરે માનવી જો તું મરે, તો કીર્તિ લઇ (કીર્તિ મેળવી) મરી જા અને આ દુનિયામાં કાંઇક વ્યાજબી કામો કરીજા આ દુનિયામાં ભલાની જ ભલાઇ છે માટે હે ભાઈ હીંમતથી તું જરા એ લઇજા. તારી સાથ કશું આવવાનું નથી. જો ઘણું ન થાય તો કાંઇને કાંઇ પણ કંઇક કરી જા.

---

પાઠ ૨૬ મો.

| | |
|---|---|
| તરૂવૃંદમાં=ઝાડના જથામાં | મનભાવે=મનને ગમે |
| છંદ=તાન, મજા | કોમળ=મીઠો મધુર |
| રજની=રાત | રવ=અવાજ |
| ચાંદની=અજવાળી રાત | અમીરવ=અમૃત જેવો અવાજ |
| આછી=થોડી થોડી | સખી=બેની |
| અનીલ=પવન | ગાનનદી=ગાયન રૂપી નદી |
| મંદમાં=ધીમેથી | ચંદમાં=ચાંદામાં |
| મીઠી મીઠી=મીઠું બોલનારી | |

**ભાવાર્થ**:—(આ કવિતામાં કોયલ પક્ષી એક ભાગમાં એટલે ઝાડના જુથમાં કોઈની નજરે ન પડે તેમ રહી મીઠા મીઠા અવાજ કરે છે, તે અવાજ બે સખીઓ સાંભળે છે. અવાજ દૂરથી સંભળાય તેમ બહુ પ્રિય લાગે છે, ને તેના ઉપર બહુ ભાવ થાય છે એક ઘરમાં હારમોનિયમ વાગતું હોય તો પાડોશના માણુશો બીજા ઘરમાં સુતા સુતાં સાંભળે તેને જેવું પ્રિય લાગે તેવું તે ઘરના માણુસોને નજરે જોવાથી પ્રિય લાગતું નથી વગેરેનો ભાવ કવિ બતાવે છે)

હે બેની! પેલી કોયલડી ઝાડના ઝુંડમાં તેના તાનમાં ગાય છે તે સાંભળ.

રાત્રે બધું શાન્ત છે. તેવી શાંન્ત રાતમાં અજવાળી રાત એના બોલવાથી કેવી ચમકી રહી છે. અને આ વાદળું કેવું આછું આછું છવાઈ રહેલું છે અને એનો અવાજ પવનની લહેરમાં કેવો ધીમો ધીમો આવે છે, એવી કોયલ. (૧)

હે બેની ! એ તને બોલાવે છે. ને તું પણ મીઠા બોલી છું અને એ પણ મીઠા બોલી છે માટે મીઠી મીઠી ને મન ગમે છે. તું એના કોમળ કાં 'મીઠો ટહુકો પાછો દેને એવી. (૨)

જો એનો અવાજ પાછો "ટીહુ ટીહુ" ફરતો આવ્યો. એના મીઠા અવાજને અમૃત જેવો અવાજ પાછો લાવ્યો, કોયલડી ઝાડના ઝુંડમાં સંતાઇ રહી છે એવી૦ (૩)

જે પેલા ચંદ્રમાં પોતાના તાનમાં ગાતી ગાતી ચાલે છે તે મીઠી ગાન રૂપી નદી એં દીઠી માટે ચાલો સખી એ મીઠીને સાંભળીએ એમ હે બેની! પેલી કોયલડી ઝાડના ઝુંડમાં પોતાના તાનમાં ગાય છે તે સાંભળ. (૪)

---

| | |
|---|---|
| વૃંદાવન=મથુરાની પાસે કૃષ્ણે નાનપણમાં લીલા કરેલી તે બાગ | મૃગ=હરણ |
| કાન=કાનજી, કૃષ્ણ | મોહન=મોહ પમાડનારાં |
| નાદે=અવાજથી | પયપાન=દૂધ પીવું તે |
| વેધી=વીંધી | પળે=વખતે |
| મુનિવર=મોટા મુનિઓ | ટાટડી=સ્થિર |
| સાન=શુદ્ધિ | ઉદીયો=ઉગ્યો |
| તરૂ=ઝાડ | ભાણ=સુર્ય |
| | સમાધ=સમાધિ |

**ભાવાર્થ**—કૃષ્ણ ભગવાન વૃંદાવનમાં ઉભા ઉભા વાંસળી વગાડે છે. એના અવાજથી મોટા મુનીઓની પણ પાંસળી વીંધાઇ ગઇ અને કોઇને ભાન રહ્યું નહિ. અને એને પગે નમવા ને ઝાડની શાખાઓ પણ ઝુમી રહી છે. અને એને

વળગેલા વેલા પણ કહે છે કે અમારા પણ ધન્ય ભાગ છે કે અમે પણ નમીએ છીએ. જમનાનાં પાણી પણ ચાલતાં નથી. અને હરણ પોતાના મનમાં બહુ મોહ પામે છે.

અને એ વાંસળીનો અવાજ સાંભળીને પંખી માળામાં હાલતાં નથી. અને વાછરડાં ધાવતાં પણ નથી. પણ કાન દઈને સાંભળે છે. અને ગાયો તે વખતે ગાળા તોડીને કાનજીનો નાદ સાંભળવાને જાય છે જાણે સુરજ ઉગ્યો એવું જાણી પાણીમાં કમળ ફુલ્યા ને સ્થિર થયાં. અને શંકર પણ સમાધિમાંથી જાગ્યા ને સમાધિ છોડી દીધી એમ સર્વ જગતમાં જાણ થયું.

---

## પાઠ ૨૮માનું અનુસંધાન

| | |
|---|---|
| દીલ=મન | આફત=દુઃખ |
| દાઝ=લાગણી | અર્પતા=અર્પણ કરતાં |
| સ્વાર્થ=મતલબ | ડગે=ડગી જાય |
| દેશ=દેશના માણસો | ધીટકાર=ધીકકાર |
| રિબાય=પીડાય | ગુમાવે=બાળે, નકામું કાઢે |

**ભાવાર્થ**—જે નર કે નારી દેશની લાગણી મનમાં લાવે નહિ. અને નકામી નકામી વાતો વધારીને ફક્ત સ્વાર્થનાં જ કામ કરે વળી જે દેશપર દુખ આવી પડે ત્યારે દેશી માણસના દુખે દુખાય નહિ અને જેના મનમાં દયા આવે નહિ. તથા જેના રૂંઆડાં ઉભાં થાય નહિ. વળી દેશ માટે તન, મન અને ધન આપી દેતાં જે ડગી જાય અથવા ફરી જાય અને બીજાને પણ ફેરવી દે એવા ધિક્કારને પામે છે અને તેઓ પોતાના બાપનું નામ ગુમાવે છે.

---

## પાઠ ૩૦ મો

નરદેવ–નરમાં દેવ
સુતા–દીકરી
પ્રસંશા–કીર્તિ
ભુપ–રાજા
વરી=પરણી
સુરનરાદિક=દેવતા, નર વગેરે
તજી=છોડી દઈ
વાલથી=હેતથી
સજી=પહેરાવી
દેવીસમ=દેવી જેવી
તનય=દીકરો
તનયા=દીકરી
સાંપડયાં=પેદા થયાં આવ્યાં
સુરપુર=દેવનું શહેર
મનભાવતાં=મનગમતાં
પુણ્ય શ્લોક=પવિત્ર જશવાળા
યશ=કીર્તિ
પ્રસરાવતા=ફેલાવતા
સુજ્ઞ=ડાહ્યા
નિજ=પોતાના
બંધુ=ભાઈ
દુર્દશા=નઠારી હાલત
પુષ્કર કર=પુષ્કરનો હાથ
નીજ=પોતાનું
સંતાન=છોકરાં
સુકુમાર=સુંવાળા કુમાર

મુખકાંતિ=મોઢાનું તેજ
તાકાત=શક્તિ
ભૂપરે=પૃથ્વીપર
ક્ષુધા=ભૂખ
દુર્ભાગ્ય=નઠારૂં નસીબ
સ્થિરતા=દૃઢતા
અળગી=જુદી
રજની=રાત
પટ=લુગડું
નૃપ=રાજા
બેભાન=બેશુદ્ધ
જીવન=જીવના આધાર
વિકળ=અધીરી દુઃખી બહારી
વ્યાધે=શિકારીએ
વલવલતી=ટળવળતી
સલુણી=મનોહર કાંતિવાળી
સહી=નક્કી
અહિ દંશ=એરૂનું કરડવું
વિરૂપ=કદરૂપો
ઋતુપર્ણ=અયોધ્યાનો રાજા
સારથી=રથ હાંકનારો
શિઘ્ર=જલદી
કળ્યાં=ઓળખ્યાં
હર્ષઘેલાં=હરખમાં ગાંડા થએલાં
અહિ અસર=સર્પની અસર
ગત=ગએલું

| | |
|---|---|
| સાનુકુળ=ફાવતું | દ્યૂત=જુગાર |
| છકી=ફુલાઇ | નિશ્ચય=નક્કી |
| કિંવા=અથવા | કને=પાસે |

**ભાવાર્થ**—નરમાં દેવ એવા ભીમક રાજાની દમયંતી નામે દીકરી હતી. તે સુંદરી નળ રાજાની કીર્તિ હંસને મોઢે સાંભળીને તેને પોતાના મનથી વરી ચુકી. મોટી સ્વયંવરની સભામાં દેવતા નર વગેરેને છોડી દઇ તેણે નળના ગળામાં વરમાળ હેતથી પહેરાવી. (૧)

એ દમયંતી દેવી જેવી શોભતી અને દમયંતીથી નળ રાજાને રૂપ અને ગુણમાં શોભે એવાં બે બાળક (એટલે એક દીકરો અને એક દીકરી) આવ્યાં દેવની નગરી જેવાં સારા સુખો મન ગમતાં ભોગવ્યા. અને પ્રજાને પાળી પુણ્યશ્લોક બની ચારે તરફ બહુ કીર્તિ ફેલાવતાં (૨)

નળ સમજુ છતાં પોતાના ભાઇ પુષ્કરની સાથે જુગટું રમ્યો જેને માથે દુર્દશા ફરે છે તેને હંમેશાં અવળું જ સુજે છે. પોતાનું રાજ્ય પુષ્કરના હાથમાં ગયું. અને છોકરાં પણ મોસાળમાં જઇને ઉછર્યાં અને જુગટામાં હારવાથી નળ અને દમયંતી અકેક લુગડું પહેરીને નગર છોડીને નીકળી ગયાં. (૩)

એ સુકુમાર બાળકોના પગમાં શૂળ, કાંટા અને કાંકરા વાગ્યા. અને ટેકરા ચઢતાં ઉતરતાં બહુ આકરો થાક લાગ્યો. ત્રણ દિવસના ઉપવાસ થયા અને આંખો ઘણી ઉંડી જતી રહી (એવી ભુખથી) મોઢાનું તેજ પણ ફીકું પડી ગયું અને શરીરમાં શકિત પણ રહી નહિ. (૪)

વગડામાં દૂરથી ઘણાં પક્ષીઓ પૃથ્વી ઉપર બેઠેલ ભાળ્યા ભુખની શાંતિ કરવા માટે નળરાજા તેના ઉપર પોતાનું લુગડું નાખે છે. પણ તે લુગડું લઈ પક્ષી ઉડી ગયું તેથી

નળરાજાની આશા તૂટી ગઇ આવું દુર્ભાગ્ય જોઇને નળરાજાને પોતાના શરીરનું કાંઈ ઠેકાણું રહ્યું નહિ ( એ વખતે એના મનમાં બહુ બહુ જાતના વિચાર થવા માંડ્યા કે હું રાજા હતો. અત્યારે મને પહેરવાને લુગડું નથી તેમ ખાવાને અનાજ પણ મળતું નથી. ) (૫)

એ વખતે દમયંતીને નળે કહ્યું કે આવા આવા દુઃખમાંથી બચવાને માટે તમે તમારે પિએર જાઓ પણ ધણીથી જુદા રહેવાનું એ ગુણવાન સ્ત્રીને ગમ્યું નહિ. વગડામાં બહુ દુઃખી થયાં અને રાત પડતાં ઉંઘી ગયા એવામાં અધી રાત્રે અર્ધું લુગડું ફાડી નળ દયા છોડીને ચાલ્યો ગયો. (૬)

પછી જ્યારે એ સતી સ્ત્રી (દમયંતી) જાગી અને પોતાના ધણીને ન જોયો ત્યારે એ મારા પ્રાણ, એ મારા જીવન તમે ક્યાં ગયા. એમ કરતી વખતો વખત રોતી. પછી બહાવરી બની નળને શોધવા મંડી, એવામાં અજગરના મોઢામાં આવી પડી, ત્યાં દુખથી વૈહરબી ટળવળતી હતી તેને એક શિકારીએ યુક્તિથી ઉગારી. (૭)

પછી જેમ તેમ કરીને પોતાની માસીને ઘેર ગઇ ને સુખ દુઃખમાં કેટલાક દિવસ કાઢ્યા. પછી કુળગુરૂ સુદેવના ગોતવાથી એ મનોહર કાંતિવાળી પોતાને પીએર નક્કી પહોંચી. (હવે બીજી તરફ નળનું શું થયું તે જોઇએ) નળને સર્પ કરડવાથી તે કદરૂપો થઇ ગયો હતો તેથી ઋતુપર્ણ રાજાને ત્યાં રથ હાંકવામાં સારથી તરીકે નોકર રહ્યો. (હવે નળને શી રીતે ગોતવો તે માટે બીજી એવી યુક્તિ કરી કે (એ દમયંતીનો ફરીને સ્વયંવર કર્યો. તે સાંભળી એ નળ જલદી ત્યાં ગયો. (૮)

એ વખતે નળના રૂપમાં બહુ ફેર દીઠો. પણ તેનાં લક્ષણો કળી કાઢયાં (તેના હાથ ઢીંચણની નીચે સુધી પહોંચતા હતા)

પછી દમયંતી અને નળ મળ્યા તે સાથે તેમનાં બે બાળક જે માતાના વહાલથી ગાંડા થઈ ગયેલ હતાં તે પણ મળ્યાં. આ વખતે (કળજુગની મુદત પુરી થઇ રહેવાથી) સર્પની અસર ગઇ અને પુષ્કર પગે લાગ્યો. અને ગએલું રાજ્ય પણ મળ્યું એમ ઇશ્વરની મહેરબાની હોય તો બધું અનુકુળ થઇ પડે છે. (૯)

ઉપદેશ—આ ઉપરથી એવી શીખામણ લેવી કે સુખના વખતમાં મદાંધ ન થવું અને દુઃખની વેળાએ હીંમત હારવી નહિ. કેમકે સુખ દુઃખ હંમેશાં રહેતાં નથી એવી નીતિ મનમાં ઉતારવી. વળી રાજા હોય કે ભલે ગરીબ હોય પણ તે બધાં જુગટું રમવાથી દુખીઆં બને છે. માટે હું નક્કી કહું છું કે કોઇએ એ નઠારા ગુણ પાસે કોઈ દિવસ જવું નહિ. (૧૦)

સમાપ્ત